સ્તક શ્રી 'વૈરાગ્ય' શતક ગ્રંથના ગ્રાહકોને ભેટ આપવામાં આવશે.

" परोपकाराय सतां विभूतयः "

શ્રી જીનેંદ્રાય નમો નમઃ

# ગઝલ ગુલતાન.




રચનાર,

મુનિશ્રી વિનયચંદ્રજી

બરવાળા સંપ્રદાયના.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

ભાવસાર હરગોવિંદદાસ લખમીચંદ.

પાટણ.





સંવત ૧૯૭૨ સને ૧૯૧૬

આવૃત્તિ ૧ લી પ્રત ૧૦૦૦




મૂલ્ય—સદ્વિચાર સજ્ઝાણીને સદ્વર્તન. (મફત)

## આવા જનો તો ખરે દુર્ગતિનાજ દાસ જાણવા.

### મનહર છંદ

મુખમાં મીઠાશ હોય, મનમાં ધીઠાશ હોય;
ઉર અતિ આશ હોય, નીતિમાં નાપાસ છે.
વાણીમાં સન્યાસ હોય, પદવીમાં પન્યાસ હોય;
વિષય વિલાસ હોય, દારાનાજ દાસ છે.
ખટપટ ખાસ હોય, દિલમાં ખટાશ હોય;
સત્ય તો ખલાસ હોય, હદમાં હુલાસ છે.
વદે મુનિ વિનયચંદ, સુણજો ભવિક વૃંદ;
એવા જન જાણો નક્કી, દુર્ગતિના દાસ છે.

---



### મનહર છંદ.

બહુની બાલાસ હોય, અનીતિમાં ફાસ હોય;
ધર્મમાં ઉદાસ હોય, પાપમાં પ્રકાશ છે.
ક્રીયામાં કુચ્યાસ હોય, ઉર બદમાસ હોય;
નિંદા(માં) નવરાશ હોય, ધુર્તમાં વિકાસ છે.
ગર્વમાં ગરાશ હોય, દીન પર ત્રાસ હોય;
ફોગટ ફુલાશ હોય, નમ્રતાનો નાશ છે.
વદે મુનિ વિનયચંદ, સુણજો ભવિક વૃંદ;
એવા જન જાણો નક્કી દુર્ગતિના દાસ છે.

---

" परोपकाराय सतांविभूतयः "

શ્રી જીનેંદ્રાય નમો નમઃ

# ગઝલ ગુલતાન.



રચનાર,


**મુનિશ્રી વિનયચંદ્રજી**

બરવાળા સંપ્રદાયના.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

**ભાવસાર હરગોવિંદદાસ લખમીચંદ.**

પાટણ.



સંવત ૧૯૭૨      સને ૧૯૧૬

આવૃત્તિ ૧ લી      પ્રત ૧૦૦૦



મૂલ્ય-સદ્વિચાર સદ્વાણીને સદ્વર્તન. (મફત)

## ( ગઝલ ગુલતાન ગાવા દે. )

### ગઝલ કવ્વાલી.

અરે ઓ પ્રેમી બંધુ ? બસ, ગઝલ ગુલતાન ગાવા દે;
મધુરો એહનો છે રસ, ગઝલ ગુલતાન ગાવા દે. ૧

ગમે ના અન્ય વાતો બસ, ગઝલ ગુલતાન ગાવા દે;
અહિંથી દૂર રે તું ખસ, ગઝલ ગુલતાન ગાવા દે. ૨

અતિ ઉત્સાહ આવે છે, ગઝલ ગુલતાન ગાવા દે;
હૃદયમાં રંગ જમાવે છે, ગઝલ ગુલતાન ગાવા દે. ૩

અહા હા ? શી ગઝલ ગુલતાન, ગઝલ ગુલતાન ગાવા દે;
કરે તે મનને મસ્તાન, ગઝલ ગુલતાન ગાવા દે. ૪

નથી ખાવું નથી પીવું, ગઝલ ગુલતાન ગાવા દે;
બધું હું હાલ ગણું એમાં, ગઝલ ગુલતાન ગાવા દે. ૫

ભલે હો રસ સરસ બીજા, ગઝલ ગુલતાન ગાવા દે;
મધુરો મીઠડો રસ આ, ગઝલ ગુલતાન ગાવા દે. ૬

**વિનય મુનિ** તણી વાણી, ગઝલ ગુલતાન ગાવા દે;
કહે છે પ્રેમ તે આણી, ગઝલ ગુલતાન ગાવા દે. ૭

# પ્રસ્તાવના.

---

વહાલા વાંચક બંધુ ? આ નાનકડા પુસ્તકને જોકે પ્રસ્તાવનાની જરૂર નથી તો પણ હાલમાં ચાલતી તે રૂપ શિષ્ટાચારની પ્રણાલિકાને લઇ બે બોલ તત્સબંધે બોલીએ લખીએ તો અયુક્ત નહિજ ગણાય. આ લઘુ પુસ્તકમાં સર્વે ગઝલોનોજ સમાવેશ કરેલો છે. આ ગઝલો સર્વે મુનિશ્રી "**વિનયચંદ્રજી**" મહારાજે રચેલી છે. આમાંની ઘણી ખરી ગઝલો **વિનય વિનોદ** ૧–૨ ભાગમાં જોકે છપાઇ ગઇ છે પણ ૧૦–૧૨ ગઝલો નવીન પાટણ મુકામે રચાયેલી છે તે અત્રેના ભાવસાર ભાઈ હરગોવિંદ લખમીચંદના વાંચવામાં આવવાથી તેમને પ્રિય લાગી અને તે **મુનિશ્રીની** રચેલી સર્વે ગઝલોની એક લઘુ બુક પોતાના નામથીજ છપાવી જૈન બંધુઓને ભેટ આપવાની જીજ્ઞાસા થઇ, તેથી તે મુનિશ્રીની રચેલી સર્વે ગઝલોનો સંગ્રહ કરી " **ગઝલ ગુલતાન** " એવું પુસ્તકનું અભિધાન કલ્પ્યું છે, અને તે છપાવી વિના મુલ્યે **સર્વે વૈરાગ્ય શતકના ગ્રાહક મહાશયોને ભેટ** આપવા ભાગ્યશાળી થયેલ છે. આ પુસ્તકમાં કોઇ સ્થળે દ્રષ્ટિ દોષથી ભુલચુક રહી ગઈ હોય તો વિવેકી સજ્જનો સુધારી વાંચી યથા શક્તિ લાભ લેશે એવી આશા છે તથાસ્તુ.

**સંવત ૧૯૭૨ ના**
**આસો સુદ ૨ ને**
**વાર ગુરૂ**



**લી. આપનો બંધુ,**
**શા. હીમતલાલ વ્રજવલ્લભ.**
**અમદાવાદ.**



# અનુક્રમણિકા.


| | | |
|---|---|---|
| ૧ | મંગળ સદા મારે હજો ... ... | ...૬ |
| ૨ | પ્રભુ પ્રાર્થના ... ... | ...૭ |
| ૩ | સદા આનંદમાં રેવું શોક શમન ... ... | ...૮ |
| ૪ | અધ્યાત્મિક ઉપદેશ પદ ચતુષ્ટય. ... ... | ...૧૦ |
| ૫ | પદ ૨ જુ સ્વસ્વરૂપ નિદર્શન ... ... | ...૧૧ |
| ૬ | પદ ૩ જુ પ્રભુ કયાં છે? ... ... | ...૧૨ |
| ૭ | પદ ૪ થુ આત્મા કયે સ્વરૂપે છે? ... ... | ...૧૨ |
| ૮ | ગઝલ બત્રીસી "ગયો આ જીંદગી હારી ... ... | ...૧૩ |
| ૯ | ગરીબ ભિક્ષુકોની નમ્ર પ્રાર્થના ... ... | ...૧૭ |
| ૧૦ | બ્રહ્મદત્ત ચક્રવર્તિએ ચિત્તરૂપિ પ્રત્યે કહેલાં વચનો... | ...૧૯ |
| ૧૧ | બ્રહ્મદત્ત પ્રત્યે ચિત્ત રૂષિનો ઉત્તર ... ... | ...૨૦ |
| ૧૨ | પદ ૨ જુ વળી પણ કહે છે કે- ... ... | ...૨૧ |
| ૧૩ | અંતરનું ઉદ્બોધન ... ... | ...૨૨ |
| ૧૪ | શ્રી ગૌતમ સ્વામીના વિરહ સંતપ્ત હૃદયના અંતિમ ઉદ્ગારો | ...૨૩ |
| ૧૫ | આવું સાધુપણુ શું કામનું? ... ... | ...૨૫ |
| ૧૬ | અસલ ફકીરી ... ... | ...૨૬ |
| ૧૭ | ચતુર ચિત્તને ચેતવણી ... ... | ...૨૭ |
| ૧૮ | પ્રાણ રૂપી પ્યારા પોપટને પ્રતિબોધ ... ... | ...૨૮ |
| ૧૯ | ગુમાવી જીંદગી ખાલી ... ... | ...૨૯ |
| ૨૦ | ગઝલ ગુલતાન ગાવા દે ... ... | ...૩૦ |
| ૨૧ | અમે તો જૈનના જોગી. ... ... | ...૩૧ |
| ૨૨ | મંદોદરીએ રાવણને કહેલા વચનો ... ... | ...૩૩ |
| ૨૩ | ઉપરના વાક્યો સાંભળી મંદોદરી પ્રતે કહેલા રાવણના વચનો | ૩૪ |
| ૨૪ | શોખીન ફક્કડોનું જીવન ... ... | ...૩૫ |
| ૨૫ | કહો કલ્યાણ શું થાય? ... ... | ...૩૬ |
| ૨૬ | પદ ૨ જુ ... ... | ...૩૭ |
| ૨૭ | જાહેર ખબર ... ... | ...૩૮ |

## મુનિશ્રી વિનયચંદ્રજી વિરચિત.

# ગઝલ ગુલતાન.

### "મંગળ સદા મારે હજો" (૧)

**ભૈરવી ગઝલ અથવા જેણે આપકુ જોયા નહિ, એ.**

ચોત્રીસ અતિશય યુક્ત છે, જે સર્વ દોષ વિમુક્ત છે;
એવા જીનેશ્વર દેવનું, "**મંગળ સદા મારે હજો.**" ૧

જે મોક્ષ લક્ષ્મી વરેલ છે, જે અચળ ઠામ ઠરેલ છે;
એવા નિરંજન સિદ્ધનું, "**મંગળ સદા મારે હજો.**" ૨

પાળે મહા વ્રત્તો ભલા, જે છે વિચારે નિર્મળા;
એવા પ્રવર મુનિ રાજનું, "**મંગળ સદા મારે હજો.**" ૩

જે સકળ સુખ દાતાર છે, જેનો પ્રતાપ અપાર છે;
એવા જીનોક્ત સુધર્મનું, "**મંગળ સદા મારે હજો.**" ૪

મંગળ સદા મારે હજો, શરણુ સદા મારે હજો;
**મુનિ વિનય** એ ચારે તણું, "**મંગળ સદા મારે હજો.**" ૫

—:o:—

સાધ્ય સાધન જ્ઞાનમાં, સદા રહે હુંશીઆર. ૨

## (૨) પ્રભુ પ્રાર્થના, ગઝલ કવ્વાલી.

દયાળુ દેવના દેવા, કરૂં તારી સદા સેવા;
મળે જો મુક્તિના મેવા, ટળે સહુ કર્મના હેવા. ૧

પ્રભુ છે એક તું સાચો, જગતનો ઠાઠ છે કાચો;
છતાં હું મોહમાં રાચ્યો, ન તારા પંથને જાચ્યો. ૨

નથી કીધાં સુકૃત્યો મેં, વધા મુખે અનૃત્યોને;
શીલાદિ સત્ય વૃત્તોને, ન પાળ્યાં સત્ય કૃત્યોને. ૩

નથી મારા સમો પાપી, મતિ મેં પાપમાં થાપી;
અભય પદ મુજને આપી, કરો આ રંક નિષ્પાપી. ૪

નથી આધાર કો મારે, ભયંકર દુઃખ સંસારે;
પ્રભુ વિના ન કો તારે, પ્રભુ વિના ન ઉગારે. ૫

ઠગાયો ઠાઠ માઠોમાં, ન ધાયો પુણ્ય પાઠોમાં;
ભરાયો કર્મ કાઠોમાં, રમાયો પહોર આઠોમાં. ૬

સુખ દુઃખ પુન્ય પાપોના, ફળો છે એ વિપાકોના;
છતાં હું સુખમાં લુબ્ધ, થયો છું દુઃખમાં ક્ષુબ્ધ. ૭

આશા પાસે હું બંધાયો, મહા પાપોથી રંધાયો;
કદિ ધર્મે ન સંધાયો, સદા ધન ધામમાં ધાયો. ૮

કર્યા મેં ક્રૂર કર્મોને, ધર્યા ના ધૈર્ય ધર્મોને;
પ્રકાસ્યા પર મર્મોને, ન આવી દિલ શર્મોને. ૯

કામ ક્રોધ છોડયા નહિ, તો જાણો નાદાન. ૩

દુર્લભ આ દેહને પામી, વિસાર્યા મુગતિ ગામી;
મતિ જંજાળમાં જામી, સુનીતિ પંથ ઉથામી. ૧૦

સુ સાધુ સંગ ના કીધો, મોટપના ભાર મેં લીધો;
તજ્યો શીવ માર્ગને સિદ્ધો, ન પાપોથી જરા બીધો. ૧૧

કીધા છે મેં મહા પાપો, પ્રભુ તેની ક્ષમા આપો;
મતિ સન્માર્ગમાં થાપો, શમાવો શોક સંતાપો. ૧૨

ન હું ધન ધામને માગું, સદા સુ પંથમાં જાગું;
ન તારા પ્રેમને ત્યાગું, પ્રભુ હું એ સદા માગું. ૧૩

જપું હું આપના જાપો, મીટે સર્વે પરિતાપો;
સુ બુદ્ધિ સર્વદા આપો, કુટીલ જંજાળને કાપો. ૧૪

ભણે જે સાંભળે ભાવી, પ્રભુની પ્રાર્થના આવી;
સદા સદ્ ભાવના ભાવી, લહે તે મોક્ષની ચાવી. ૧૫

નિધિ રસ આંક શશી વર્ષે, શુક્લાષ્ટમી પોષમા હર્ષે;
પ્રભુની પ્રાર્થના ગાવે, **વિનય મુનિ** ભલે ભાવે. ૧૬

———:o:———

## (૩) ( સદા આનંદમાં રહેવું. )

### શોક શમન ગઝલ.

—:—:—

સદા આનંદમાં રેવું, પડે તે સૌ સુખે સહેવું;
ગણી લેવું ઉરે એવું, હશે મારૂં વિધિ તેવું. ૧

પ્રભુને ઉરમાં ધારો, ટળે સૌ કર્મ વિકારો;
નથી એના વિના આરો, વૃથા શું શોકને ધારો. ૨

થશે શું શોક કીધાથી, જશે શું દુઃખ તેનાથી;
થશે શુભ ધ્યાનની હાની, વદે શ્રી વીર સુજ્ઞાની. ૩

હતો શો વાંક સીતાનો, મળ્યો વનવાસ વસવાનો;
વિધિનો લેખ ઉર લાવી, ખમ્યા સૌ કષ્ટ સંભાવી. ૪

બન્યા રઘુરાય વનવાસી, ધરી ઉરમાં ન ઉદાસી;
વિચાર્યું ઉરમાં એવું, હશે મારૂં વિધિ તેવું. ૫

સતી શ્રી દ્રોપદી દેવી, વિપત્તિ શીર પડી કેવી ?
ખેંચાણાં ચીર સભા માંહિ, સહ્યાં સહુ કષ્ટને ત્યાંહિ. ૬

કરમને કો લગે નાહિ, મોટે ભાવી નહિ કયાંઇ;
કરમને શર્મ છે નાહિ, કરમને છે કૃપા નાહિ. ૭

સમે જે સાંપડે જેવું, વધાવી મગ્નમાં રહેવું;
આનંદે સૌ સહી લેવું, ન મ્હાનું કોઇને દેવું. ૮

સુખ દુઃખ પુન્ય પાપોના, ફળો છે એ વિપાકોના;
મળ્યો શુભ દેહ આ આવો, વૃથા શોકે શું ગુમાવો. ૯

નહિ રોવું નહિ જોવું, અફળ આંસુ નહિ લોવું;
રૂદનથી શું થશે સુખ, રૂદનથી શું જશે દુઃખ. ૧૦

સકળને સુખ છે વ્હાલું, સકળને દુઃખ છે ભાલું;
છતાં દુઃખને પડે લેવું, ઉદય આવે કરમ જેવું. ૧૧

પ્રભુના ગુણને ગાઓ, સદા સદ્ભાવના ભાવો;
શરણું સદ્ગુરૂને જાઓ, જીવન સન્માર્ગમાં લાવો. ૧૨

જપો જીનરાજનાં જાપો, મીટે સૌ જન્મનાં પાપો;
અભય સુખ સર્વને આપો, સુખદ આ માર્ગને સ્થાપો. ૧૩

કદિ સુખી કદિ દુઃખી, કદિ મુખી કદિ ભુખી;
જગતનો ઠાઠ છે એવો, ફરંતા ચક્રના જેવો. ૧૪

નહિ શોકાગ્નિ ઉર લાવો, સદા સંતોષમાં આવો;
વદે **મુનિ વિનય** ભાવે, સંતોષી સુખ સદા પાવે. ૧૫

———:૯:———

## ( પદ ચતુષ્ટ્ય. )

## આધ્યાત્મિક ઉપદેશ. ગઝલ.

—:—:—

અાંરા ચૈતન્ય ચેતે તો, ચેતાવું ચિત્તમા આજે;
નથી કાંઇ અહિં તારૂં, **મિથ્યા તું બોલમાં મારૂં.** ૧

નથી સુંદર ઘર તારૂં, નથી સુંદર ધન તારૂં;
નથી સુંદર તન તારૂં, **મિથ્યા તું બોલમાં મારૂં.** ૨

જગતના કુટ જાળામાં, ન મોહિ જા ન મોહિ જા;
વિચારી ખોળ હિત તારૂં, **મિથ્યા તું બોલમાં મારૂં.** ૩

[1]પંચાનન રૂપ તું થઇને, મળ્યો [2]અજ [3]યુથમાં જઇને;
નથી અજ યુથ આ તારૂં, **મિથ્યા તું બોલમાં મારૂં.** ૪

પણ મૂરખ જાણે નહિ, સત્ય દેવ દિલ માય. ૬

---

નથી માતા પિતા તારા, નથી આ [4]આત્મજો તારાં.
જવું અંતે મુકી ન્યારૂં, **મિથ્યા તું બોલમાં મારૂં.** ૫

કૃપાળુ શ્રી ગુરૂવરને, ગ્રહો સુખ પ્રાપ્ત કરવાને:
**વિનય મુનિ** સુ પંથ પામી, રહો [5]શિવસદ્મમા જામી. ૬

—o::—

## (૫) પદ ૨ જું.

## સ્વ સ્વરૂપ નિદર્શન. રાગ ગઝલ.



અખંડાનંદ મય તું છો, અનંતુ જ્ઞાન ઘનમય છો;
બાળીને જો સ્વરૂપ તારૂં, **મિથ્યા તું બોલમાં મારૂં.** ૧

જગત છે દુઃખનું નારૂં, જગત છે મોહનું બારૂં;
નથી તારૂં નથી મારૂં, **મિથ્યા તું બોલમાં મારૂં.** ૨

જગત છે મોહની મૂર્તિ, જગત છે પ્રેમના પૂર્તિ;
જગતમાં કો નથી તારૂં, **મિથ્યા તું બોલમાં મારૂં.** ૩

નકી [6]નવનીતને મુકી, ભ્રમાંગો [7]તક્રમાં ઝુકી;
જગત છે જુઠનું બારૂં, **મિથ્યા તું બોલમાં મારૂં.** ૪

મુકી દે મનથી મારૂં, મુકી દે મનથી તારૂં;
થશે ત્યારે સહુ સારૂં, **મિથ્યા તું બોલમાં મારૂં.** ૫

કૃપાળુ શ્રી ગુરૂવરને, ગ્રહો તે પ્રાપ્ત કરવાને;
**વિનય મુનિ** સુ પંથ પામી, રહો શિવ સદ્મમા જામી. ૬

---

૧ કેસરીસિંહ. ૨ અક્કરૂં. ૩ ઢોળું ૪ પુત્રો. ૫ ઘર. ૬ માખણ. ૭ છાસ.

પર પંચાતોમાં પડી, સંચ્યા પાપ અમાપ;
તું તારૂં હારી ગયો, જપ્યો ન જીનવર જાપ. ૭

## (૬) પદ ૩ જુ.

## પ્રભુ ક્યાં છે ? ગઝલ.

———:૦:———

નથી પ્રભુ પર્વતો માંહિ, નથી પ્રભુ [૧]કાનનો માંહિ;
નથી પ્રભુ પાણીની માંહિ, નથી પ્રભુ [૨]કંદરા માંહિ. ૧

નથી પ્રભુ હેમ મૂર્ત્તિમાં, નથી પ્રભુ કાષ્ઠ મૂર્તિમાં;
નથી પ્રભુ [૩]પંક મૂર્તિમાં, નથી પાષાણ મૂર્તિમાં. ૨

બિરાજે દેહ દેરામાં, ન સૂઝે કર્મ ઘેરામાં;
જીતાશે [૪]અંતરંગારિ, (તો) થશેઃ સંસારનો પારી. ૩

સ્વયં કર્તા સ્વયં ભુક્તા, સ્વયં હર્તા સ્વયં ભર્તા;
સ્વયં યોગી સ્વયં ભોગી, સ્વયં જેતા સ્વયં નેતા. ૪

કૃપાળુ શ્રી ગુરૂવરને, ગ્રહો તે પ્રાપ્ત કરવાને;
**વિનયમુની** સુ પંથ પામી, રહો શિવ સદ્‌મમા જામી. ૫

———૦———

## (૭) પદ ૪ થું.

## આત્મા કયે સ્વરૂપે છે ? ગઝલ.

———

નથી એ શિવ કે શક્તિ, નથી એ કૃષ્ણ કે ભક્તિ;
નથી ઇશુ ખ્રીસ્ત કે રામ, નથી પ્રભુ કાળ કે કામ. ૧

૧ જંગલ વન. ૨ ગુફા. ૩ માટી. ૪ ક્રોધાદિક શત્રુઓ. અંતરંગ શત્રુઓ.

નથી પુરૂષ લિંગધારી, નથી એ [1]ક્લિબ કે નારી;
નિરાકારી નિરાધારી, [2]નિરાગારી નિરાભારી. ૨

નથી એને પિતા માતા, નથી ભ્રાતા નથી [3]ત્રાતા;
નથી કર્તા નથી ભર્તા, નથી હર્તા નથી [4]જર્તા. ૩

અકળ છે એહનું રૂપ, કળે નહિ યોગીઓ રૂપ;
કૃપાળુ શ્રી ગુરૂ વરને, ગ્રહો તે પ્રાપ્ત કરવાને. ૪

ગુરૂની મહેરબાનીથી, મળે છે જીવને જલ્દી;
ગુરૂ છે મુક્તિના દાતા, ગુરૂ છે ત્રસ્તના ત્રાતા. ૫

ગુરૂ છે સૌખ્યના કર્તા, ગુરૂ છે દુઃખના હર્તા;
**વિનય મુનિ** સુ પંથ પામી, રહો શિવ સદ્મમા જામી. ૬

---

## (૮) ગઝલ બત્રીસી.

**"ગયો આ જીંદગી હારી" "રાગ ગઝલ કવ્વાલી."**

---

કરમના મેળવ્યા થોકો, પડાવી કેકને પોકો;
રડાવ્યા ગરીબડા લોકો, **"ગયો આ જીંદગી હારી."** ૧

ભણ્યો ના ધર્મના ગ્રંથો, ન સેવ્યા સંતનિ ગ્રંથો;
પકડયા પાપના પંથો, **"ગયો આ જીંદગી હારી"** ૨

---

૧ નપુંસક. ૨ ઘર વિનાનો. ૩ દુઃખથી બચાવનાર. ૪ વૃદ્ધાવસ્થા.

દુશ્મન પણ દાનો ભલા  કરે ચિત્ત વિચાર;
મૂર્ખ મિત્ર કર્યા થકી, થાશે દુઃખ અપાર. ૯

---

ગઈ ક્યાંરે મતિ તારી, ન ધારી શીખ સુખકારી;
અનીતિ ઉરમાં ધારી, **"ગયો આ જીંદગી હારી."** ૩

ગધેડો ગર્વમાં ગાજી, બન્યો બસ પાપમાં પાજી;
રમા રામા વિષે રાજી, **"ગયો આ જીંદગી હારી."** ૪

મહા પુન્યે મળી કાયા, પ્રભુના ના ગુણો ગાયા;
વહાલી તેં ગણી માયા, **"ગયો આ જીંદગી હારી."** ૫

પૈસો ને પ્રેમદા પુત્રો, ગણ્યાં તેં એ ખરા સુત્રો;
હડકાયો જેમરે કુત્રો, **"ગયો આ જીંદગી હારી"** ૬

શી થાશેરે ગતિ તારી, ન જોયું આપ વિચારી;
ઉઘાડી પાપની બારી, **"ગયો આ જીંદગી હારી."** ૭

ધરા ધન ધામમાં ધાતો, રહ્યો મદ મોહમાં માતો;
ગરવનાં ગીતડાં ગાતો, **"ગયો આ જીંદગી હારી."** ૮

કર્યાં કુકર્મ તેં ભારી, દયાના દિલમાં ધારી;
ઉઘાડી નર્કની બારી, **"ગયો આ જીંદગી હારી."** ૯

અથિર આ લક્ષ્મીને માટે, મર્યો તું શીરને સાટે;
ન તેમાં આખરે ખાટે, **"ગયો આ જીંદગી હારી."** ૧૦

મમતમાં તેં મતિ જોડી, પલંગે પાપને પોઢી;
ધરમની ટેકને છોડી, **"ગયો આ જીંદગી હારી."** ૧૧

સદા મસ્તાન માયામાં, રહ્યો ગુલતાન જાયામાં;
ન શોધ્યું તત્વ કાયામાં, **"ગયો આ જીંદગી હારી."** ૧૨

અનાડી લોભમાં અંધો, કપટનો ફેરવ્યો રંધો;
કીધો અધર્મનો ધંધો, "ગયો આ જીંદગી હારી." ૧૩

અનીતિને કરી પ્યારી, ન નીતિ ઉરમાં ધારી;
દશા થઈ જો દુખીયારી, "ગયો આ જીંદગી હારી." ૧૪

મનુષ્યની સાંપડી મ્હેડી, નડી આ મોહની બેડી;
વિસારી પુન્યની કેડી, "ગયો આ જીંદગી હારી." ૧૫

હણાયો અજ્ઞાતા માંહિ, ગણાયો ના ગુણી માંહિ;
તણાયો તંતમાં બાહ્ય, "ગયો આ જીંદગી હારી." ૧૬

ભોગો ને ભોગવ્યા ભારી, સ્વ ઇચ્છાને અનુસારી;
કર્યા ના કામ ઉપકારી, "ગયો આ જીંદગી હારી." ૧૭

બનાવ્યા બંગલા વાડી, ચલાવી મોટરો ગાડી;
મઝાઓ ભોગવી દાડી, "ગયો આ જીંદગી હારી." ૧૮

રમ્યો તું સ્વાર્થની બાજી, ન રાખ્યા રંકને રાજી;
બગાડી હાથથી બાજી, "ગયો આ જીંદગી હારી." ૧૯

ખલકના ખેલમાં ખેલી, ફસાયો ફંદમાં ફેલી;
થશે કોણ તારણો બેલી, "ગયો આ જીંદગી હારી." ૨૦

સદા ક્રોધે રહ્યો રાતો, અભિમાનેજ ઉભરાતો,
નથી ઉન્માદ તો માતો, "ગયો આ જીંદગી હારી." ૨૧

ગરીબના કાળજાં બાળ્યાં, પીડાતા ને ન પંપાળ્યાં;
ગમ્મતમાં વર્ષ સૌ ગાળ્યાં, "ગયો આ જીંદગી હારી." ૨૨

બજાવ્યાં બેન્ડ ને વાજાં, ખવાયાં ખાંડ ને ખાંડાં;
ભલે હો શેઠ કે રાજા, "ગયો આ જીંદગી હારી." ૨૩

પોતાના સ્વાર્થને માટે, ગરીબના શીરને કાટે;
પડ્યો તું પાપની પાટે, "ગયો આ જીંદગી હારી." ૨૪

ગરીબો આશરો લેવા, કદિ આવ્યા દુઃખો કેવા.
જેવા આવ્યા ગયા તેવા, "ગયો આ જીંદગી હારી."૨૫

બળી તારી શ્રીમંતાઇ, દીનોને થઇ ન સુખદાઇ.
કર્યો પરમાર્થના કાંઇ, "ગયો આ જીંદગી હારી." ૨૬

પ્રપંચે પિંડ તેં પોષ્યો, દુઃખી કોઇ ન સંતોષ્યો.
ન દેખ્યા આપણા દોષો, "ગયો આ જીંદગી હારી." ૨૭

સદા આધિ ઉપાધીમાં બળ્યો વિષય વ્યાધીમાં.
કદિ નાવ્યો સમાધિમાં. "ગયો આ જીંદગી હારી." ૨૮

વિષયમાંરે બન્યો ગાંડો, રમાડી કેકરે રાંડો.
નહિ દુરગુણ એ છાંડ્યો, "ગયો આ જીંદગી હારી." ૨૯

બલકનો ખેલ છે ખોટો ત્રસાજો જાણજે ત્રોટો.
કિધી તેં તેહમાં દોટો, "ગયો આ જીંદગી હારી." ૩૦

ન બાંધ્યું પુન્યનું ભાતું, બડાઇની કરી વાતુ.
કરી તેં કપટની ઘાતુ. "ગયો આ જીંદગી હારી." ૩૧

કહું હું કેટલું વ્હાલા, ઠગાયો ઠાઠમાં ઠાલા.
પિધા તેં ઝેરના પ્યાલા, "ગયો આ જીંદગી હારી."૩૨

વિનય મુનિ વદે ભાવે, ગઝલ બત્રીસી આગાવે.
શુકલ બીજ ભાદ્રવે માસે, રહી પાટણ ચોમાસે; ૩૩

—:o:—

## [ ૯ ] ગરીબ ભિક્ષુકોની નમ્ર પ્રાર્થના.

### રાગ કવ્વાલી ગઝલ.

---

શ્રીમંતો પુન્યશાળી ઓ, અમોને કાંઇ આપોને. ?
અમારી દીનની વાણી, સુણીને કાંઈ આપોને: ? ૧
અમારા પેટનો ખાડો, પુરાવા અન્ન આપોન. !
દઇને ટુકડા ટાઢા, અમારાં કષ્ટ કાપોને; ? ૨
અમારા નેત્રનાં આંસુ, લુંછોને દીન બંધુઓ. ?
અમારા દીન બંધુઓ, દીયોને દીન બંધુઓ; ? ૩
અમારી દીનની વાણી, સુણોને દીન બંધુઓ.
લઇશું ટુકડા ટાઢા, બનાવીશું અમો ( તમને ) રાજા; ? ૪
અરે ઓ દીન બંધુઓ ? દીઓને ટુકડા ટાઢા; ?
તમારા ટુકડા લઇને, અમારૂં ધન ( આશિષ) આપીશું. ? ૫
સગા જે આ તમારાં છે નથી તે સ્વર્ગના સાથી; ?
અમો તો સ્વર્ગના ઉંચા, તમોને સુખ આપીશું. ? ૬
નથી કાંઇ અમે કે'તા, તમારૂં ધન આપોને; ?
નથી કાંઇ અમે કે'તા, તમારૂં, તન આપોને. ? ૭

અમો તો માગીએ એવું, અમોને અન્ન આપોને: ?
ભુખેઓનું દુઃખ છે મોટું, બધું છે એહથી છોટું. ! ૮
અમો તો માગવા નેવાં, નથી આવ્યા અહિં કાંમ, ?
તમોને બોધ દેવાને, અમો તો આવીઆ આંહિ. ? ૯
તમારા દુઃખ ખોવાને, તમારા પાપ ધોવાને: ?
સુરોના સુખ દેવાને, અમો તો આવીઆ આંહિ. ! ૧૦
નથી કાંઇ અમે દીધું, નથી કાંઇ અમે કીધું; ?
નથી કાંઇ અમે લીધું, નથી મન પાપથી બીધું. ? ૧૧
પ્રત્યક્ષ આ પ્રમાણોથી, અમારા હાલ દેખાને: ?
અમારા જીવનો આજે પશુ જેવાંજ લેખાને. ! ૧૨
મળ્યું આ ટુકડા લેવા, જુવોને રામનું પાત્ર; ?
નથી કંઇ પેરવા વસ્ત્ર અમારૂં આ જુઓ ગાત્ર. ? ૧૩
નહિ આપો અમોને તો અમારા જેહવું થાશે; ?
દીઓને દીન બંધુઓ નહિ તો ઓરતા થાશે. ! ૧૪
અમો તો આપના મિત્ર, ગણી લેજો લઘુ બંધુ:
અમો આ સૌ ગરીબોની, લીઓ સંભાળરે કાંઇ. ૧૫
મળ્યા આ ભવ્ય મિનારા, મળ્યા સુત દ્રવ્યને દારા;
તમો છો પુણ્યશાળીઓ, અમોને કાંઇ આપોને. ૧૬
તમોને જો જુવે સુખો, ન હોયે દેખવા દુઃખો;
**વિનય મુનિ** વદે ભાવે, ગરીબોની દુવા લેજો. ૧૭

## (૧૦) બ્રહ્મદત્ત ચક્રવૃત્તિએ ચિત્તઋષિ પ્રત્યે કહેલાં વચનો.

### [ ગઝલ કવ્વાલી ]

---

અતિ ઉદ્વેગ કરનારૂં, દિસે ચારિત્ર આ તારૂં;
તજી દે આ દુઃખીયારૂં, કહ્યું તું માની લે મારૂં. ૧

ઉઘાડે મસ્તકે ફરવું, ઉઘાડે પાયથી ચરવું;
કઠીન કષ્ટો કરી મરવું, સદા પાપો થકી ડરવું. ૨

નકામું દેહને દમવું, જમણ તો તુચ્છરે જમવું;
ભીક્ષુક જેમ ભુમીમાં ભમવું, અસહ્ય દુઃખને ખરે ખમવું. ૩

ઘરોઘર માગવી ભીક્ષા, ધરી ઉર શાસ્ત્રની શિક્ષા;
દુઃખમાં પણ ધરવી તિતિક્ષા, તજી દે દુઃખમય દીક્ષા. ૪

મળ્યો શુભ દેહ આ આવો, વૃથા દુઃખમાં શું ગુમાવો;
લહો સંસારનો લ્હાવો, નહિ સુંદર તન તાવો. ૫

પરણાવું સુંદરી સારી, વસો મુજ મહેલમાં ભારી;
ભોગોને ભોગો ભારી, લહો મુજ શીખ આધારી. ૬

સુણી વેણ ભૂપના એવા, ચળાવે ચિત્તને તેવા;
**વિનય મુનિ** ધરી પ્રીત, ઉત્તર આપે ઋષિ ચિત્ત. ૭

---

પુત્ર પૈસો ને પ્રેમદા,  ગણ્યા સારમા સાર;
રક્ત રહ્યો તેમાં સદા, અફળ કર્યો અવતાર. ૧૫

## [ ૧૧ ] [illegible] પ્રત્યે ચિત્ત વૃત્તિનો ઉત્તર.

### ગઝલ. ૧

---

કરમ એ બોલ બોલાવે, નહિ લજ્જા દિલે લાવે;
  અહાહા? શી મતિ તારી, ગતિ છે કર્મની ન્યારી. ૧
કરી તેં કેફની કારી, ચડાવી સ્નેહની સારી;
  થશે કેમ પાપની મારી, ભમ્યા અભક્ષ બહુ બારી. ૨
સુણીના સંતની વાણી, હૃદય સદ્ભાવમાં આણી;
  કુદરના જન્મની જાણી, જીવનપર ફેરવ્યું પાણી. ૩
*પ્રવર આ મોક્ષનો રસ્તો, કર્યો તેં તેહને ખસ્તો;
  ઉપાડ્યો દોષનો દસ્તો, ગણ્યો પંથ પાપનો સસ્તો. ૪
ચપળાએ ચિત્તની ચેલી, રહ્યો રંગ રાગમાં રેલી;
  મતિ થઇ મોહમાં મેલી, દશા ભુલી ગયો પેલી. ૫
વિષય છે વિષની વેલી, કરે શું તેહમાં કેલી;
  અરે અમ્રતને મેલી, પીએ શું ઝેરની પ્યાલી. ૬
મળી આ મોહની મસ્તિ કરી તેં તેહને સસ્તી;
  કરી ના તનથી ખસ્તિ, બન્યો મસ્તાન જ્યું હસ્તિ. ૭
પ્રપંચી પ્રેમને પાસે, પડ્યો તું ભ્રાત ? શી આશે;
  ખત્તા તેમાં ખરે ખાશે, ફજેતી લોકમાં થાશે. ૮

---

*પવર-ઉત્તમ.

અરે ઓ જીવડાભાઇ, નથી સંસારમાં કાંઇ;
પ્રભુના ગુણને ગાઇ, કરી લે આ સફળ કાંઇ. ૯
સુ પંથે સુખ સૌ થાવે, સ્નેહે સુસંત સમજાવે;
**વિનય મુનિ** વદે ભાવે, ગઝલ એ પ્રેમથી ગાવે. ૧૦

---

## (૨૨) [ પદ ૨ જું વળી પણ કહે છે કે ]

---

વળી સુણ ભ્રાતરે વ્હાલા? ઠગામાં ઠાઠમાં ઠાલા;
તજી દે ચિત્તના ચાળા, હૃદયના ખોલને તાળા. ૧
વિષયની વાસના ઊંડી, ભુલાવે ભાન તે ભુંડી;
લલચાવે લોભમાં લુંડી, ચળાવે ચિત્ત ચાંમુંડી. ૨
ગણ્યાં તેં ભોગને પ્યારા, નથી તે આખરે સારા;
ગતિ તે દુષ્ટ દેનારા કહ્યું તું માનને મારા. ૩
હતું મારે ઘણું સુખ, નહોતી કોઇની ભુખ;
તજ્યું મેં એ ગણી દુઃખ સિધ્ધોનું સાધવા સુખ. ૪
હતી રંભા સમા નારી, સકળ સદ્‌ગુણ ભંડારી;
હૃદયને સુખ દેનારી, હતી મુજ પ્રાણથી પ્યારી. ૫
હતી લક્ષ્મી ઘણી મારે, હતા રહેવા ભુવન ભારે;
હતું સુખ સર્વ સંસારે, થતું તે જેહ મન ધારે. ૬
દીધો સંસાર મેં છોડી, મતિ સન્માર્ગમાં જોડી;
શીખી લે શીખ તું થોડી, ધરી લે ધર્મની સુડી. ૭

આવ્યો છું કાજરે તારે, છતાં કંઇ ઉર ના ધારે;
નથી કંઈ સાર સંસારે, ન વિના ધર્મ કો તારે. ૮

વિવિધ સદ્બોધ સમજાવે. અબુધને જ્ઞાન ના થાવે;
**વિનય મુનિ** વદે ભાવે, રૂપિ ત્યાંથી પછી જાવે. ૯

---

## (૧૩) (અંતરનું ઉદ્બોધન.)
### (ગઝલ કવ્વાલી.)

---

અરે ઓ જુલમી રાજા ? જુલમ છે આપનો ઝાઝો:
ભોગવવા એહવો જુલમ, હવે હું ત્યાં નહિ આવું. ૧

ભરાયો પક્ષ પાતિનો, પવન જેના મગજ મધ્યે;
મળે નહિ ન્યાયનો છાંટો, હવે હું ત્યાં નહિ આવું. ૨

આવ્યો ત્રંબાવટીથી હું, અદલ ઇન્સાફ લેવાને;
મળ્યો અન્યાય ને જુલમ, હવે હું ત્યાં નહિ આવું. ૩

પિતાજી આપ છો મારા, ગણું હું પ્યારથી પ્યારા:
મને સુજ્ઞાન દેનારા, ગણું ઉપકારી હું મારા. ૪

અટકાવે આવતાં ત્યાંહિ, જુલમ આ પક્ષ પાતિના:
નથી કંઇ અંતરે બીજું, કહું છું સત્ય માનોને. ૫

આવ્યો તો ભકિત કરવાને. ઘણા હું કષ્ટ વેઠીને:
જુલમી ત્યાં પક્ષ પાતિની, પનોતી આવી બેઠીને. ૬

અસિ સમ આપના વાક્યો. સુણીને શા ? હવે થાકયો;
ક્યાની દુઃખમાં રાખ્યો, મહા રોષે ભરો આંખો. ૭

ચઢું છું જો કદિ ઉપર, મલે કૂર વાક્યનાં બાણો:
રહું છું જો કદિ નીચે, મળે છે દુઃખની ખાણો. ૮
કિંહા જાવું કિંહાં ગાવું, કોને જઈ વાત સમજાવું;
વાગ્યું જ્યાં જુલ્મનું વાજું હવે હું ત્યાં નહિ આવું. ૯
આવું તો અન્યની સાથે, અગર હું એકલો આવું:
કદાપિ એહની સાથે, હવે હું ત્યાં નહિ આવું. ૧૦
અરે મિત્રો સુણો મારા, ગણી એ દુઃખના ભારા;
હજો એ રાજ્યને મારા, હજારો હા નમસ્કારા. ૧૧
જાણો સુખો અને દુઃખો, કમાણી પૂર્વ કર્મોની;
**વિનય મુનિ** સદા રહેજો, સુ પંથે સુખ થાવાને. ૧૨

---

## (શ્રી ગૌતમ સ્વામીના વિરહ સંતપ્ત હૃદયના અંતિમ ઉદ્દગારો)

## (૧૪) (રાગ ગઝલ કવ્વાલી.)

---

તજી દે એ હવે તનથી, તજી દે એ હવે મનથી;
મહતનો શું રહ્યો વળગી, ચિંતામાં જાય શું સળગી. ૧
નિખાલસ સ્નેહ એ તારો, થયો એ દુઃખ દેનારો;
હવે દે એહને છોડી, મતિ દે ધર્મમાં જોડી. ૨
રૂધિર ને માંસ સુકાશે, ચિંતાથી કૃશ એ થાશે;
મતિ તારી રે મુંજાશે, શરીરનું નુર સો જાશે. ૩
ચિત્તે વિચારીને વ્હાલા ? તજી દે એ વૃથા ચાળા;
દગામાં ડાઠમાં દાલા, તજી દે મન ઉછાળા. ૪

વૃથા શું મનને બાળે, મનોરથને ચડી માળે;
નહિ એ દુઃખ હવે ટાળે, ચિંતામાં કાળ શું ગાળે. ૫
ગતિ છે કર્મની ન્યારી, કરે શું યત્ન નરનારી;
ગણી ઉર એહવું ભાવી, રહો મન શાંતિમાં આવી. ૬
ન તેને મન તું જ્યારે, વૃથા વળગે છે શું ત્યારે;
કિહાંનો તું કિંહાનો એ, સંબંધે સાંપડ્યું તું એ. ૭
પલકમાં તે ગયું નાશી. હવે મન થા ન ઉદાસી:
મળ્યું તો શું? ગયું તો શું? ફળ્યું તો શું? ગળ્યું તો શું? ૮
બની ગયું જેહ બનવાનું, બન્યું જે તે ન મટવાનું;
ગણી ભાવી પ્રબળ તેવું, હવે મન શાંતિમાં રહેવું. ૯
ગયાનો શોચ શું કરવો, બળાપો દિલ શો ધરવો:
હવે સંતાપ ના કરવો. સદા સંતોષને ધરવો. ૧૦
ગયું તે તો ગયું જાણી, ન લાવો ચક્ષુમાં પાણી;
જાણે પામ્યો નથી એને, હૃદયમાં એમ ગણી લેજે. ૧૧
ગયું તેને જવા દેને, પ્રભુનું નામ તું લેને;
મારૂં તેં માન્યું મન જેને, ન આવિ દિલ દયા તેને. ૧૨
છેલ્લી આ શીખ ઉર ધારો, કરમના ખેલ વિચારો;
**વિનય મુનિ** ચિંતા છોડી, મતિ દે ધર્મમાં જોડી. ૧૩



## (૧૫) (આવું સાધુપણું શું કામનું ?)

### ( રાગ ભેરવી ગઝલ. જેણે આપકુ જોયા નહિ, એ રાગ. )

———:o:———

સાધુ બન્યો જોગી બન્યો, બાવો બન્યો બહુ વાર તું;
 નહિ આત્મની સિદ્ધિ થઇ, નાસ્યું નહિ મારૂં ને હું. સાધુ. ૧

સંસારના જે મુળ રાગાદિક દોષ ટળ્યા નહિ;
 નિજ હૃદયના સદ્ભાવથી ભવ બીજને બાળ્યા નહિ. સાધુ. ૨

મદ મદન માયા મોહ શયામાં રમે મનડું સદા;
 નહિ હૃદયમાં આવી અરે? નિજ આત્મની ચિંતા કદા. સાધુ. ૩

નહિ હૃદયની જડતા ટળી, ન બળી વિષયની વાસના;
 વાણી વદે વૈરાગ્યની, પણ મન મોહ વિલાસમાં. સાધુ. ૪

શું થાય મસ્તક મુંડવાથી, ચુંટવાથી કેસને;
 નહિ કામ ક્રોધ નજાય તો, શું થાય ધરવે વેશને. સાધુ. ૫

શું થાય કપડાં પહેરવાથી, વિવિધરે સાધુ તણા;
 માયા તણા પડદા વિષે ધાટો ઘડે અવળા ઘણા. સાધુ. ૬

સાધુ બની સંસારની, ખટપટ અહોનિશ આદરે;
 નહિ આહારમાં વિહારમાં વ્યવહારમાં શુદ્ધિ ધરે. સાધુ. ૭

એવું અરે સાધુપણું, સંસારમાં શું કામનું;
 નહિ ભવ ભ્રમણને ભાંગશે, સાધુપણું એ નામનું. સાધુ. ૮

સર્વજ્ઞનાં વચનો તણી, શ્રદ્ધા નહિ અંતર વિષે;
 નહિ હૃદયના રોગો જશે, કલ્યાણ શી રીતે થશે. સાધુ. ૯

રમણી તણા રંગ ભોગમાં, મનડું રમે દિન રાતરે;
ઉપદેશ આપે અન્યને, પણ હૃદય કોરૂં ભાતરે. સાધુ. ૧૦
કાર્ય કરો કોટી ભલે, પણ મોક્ષપદ છે વેગળે;
**મુનિ વિનય** કંચન કામનિના, ત્યાગ વિના શું વળે. સાધુ. ૧૧

——:o:——

## (૧૬) અસલ ફકીરી. ગઝલ.

———

ફકીરી ખુદાકુ પ્યારી હે, અમીરી કોન બિચારી હે;
ફકીરીસે ખુદા મિલતા અમીરીસે નહિ મિલના. ૧
ફિકરકી જો કરે ફાકી, દયા દિલ હે અનેરાકી;
ગતિ સન્માર્ગમાં જાંકી, ફકીરી હે અસલ વાંકી. ૨
કલી પંદે ફસે નાહિ, ફકીરી એસી સુખદાઇ;
હૃદય ગુલતાન હે હરદમ, સદા શુભ ધ્યાનમાંહી મગન. ૩
દયા દીનતા અને દાન, ત્રીવેણીમાં કરે સ્નાન;
સદા જ્ઞાન માંહિ મસ્તાન, ફકીરી એસી સુખ ખાણ. ૪
મિલે કદિ માન તોબી કયા, મિલે અપમાન તોબી કયા;
નહિ અપમાન માનોમાં, હર્ષ શોક દિલ ના ધરના. ૫
મિલે કદિ સુખ તોબી કયા, મિલે કદિ દુઃખ તોબી કયા;
સદા આનંદમાં રહેના, હર્ષ શોક દિલના ધરના. ૬
મિલા રંગ મ્હેલ તો બી કયા, મિલા વનવાસ તો બી કયા;
સદા આનંદમાં રહેના, હર્ષ શોક દિલ ના ધરના. ૭

મિલા મિષ્ટાન્ન કદિ તો ક્યા, મિલા ટુકડા કદિ તો ક્યા;
સદા આનંદમાં રહેનાં, હર્ષ શોક દિલ ના ધરના. ૮

કનક ઓર કામનિ તજના, ભાવે ભય ભંજકુ ભજના;
સદા આનંદમાં રહેના, હર્ષ શોક દિલ ના ધરના. ૯

મદન મદ મોહકુ હરના, સદા સંતોષકુ કરના;
જરીરી ઐસી રૂપ ધરના, **વિનય મુનિ** મુગત વરના. ૧૦

---

## ( ચતુર ચિત્તને ચેતવણી અથવા ચાબુક. )

## (૧૭) ગઝલ કવ્વાલી.

---

તજી કાયા તજી માયા, તજી જાયા જવું તારે;
ગયા રાયા મુકી માયા, ગણાયા મા ગણાયા છે. ૧

ટુંકી આ જીંદગી માંહિ, કમાયો શું કહે ભાઇ ?
જવું અંતે સહુ મેલી, ન આવે ધનની થેલી. ૨

રહ્યો અનુભવમાં ખેલી, તજી આ મુક્તિનો રસ્તો;
વિષયમાંરે બની અંધ, મચાવ્યા કુડના ધંધ. ૩.

મળી લક્ષ્મી કદિ તો શું ? ગઇ લક્ષ્મી કદિ તો શું ?
જનારી તે ન રેનારી, કરો યત્નો કદિ કોટી. ૪

મીંચાશે આંખડી જ્યારે, નથી કાંઇ અહિં ત્યારે;
દીવાની દુનિયા માંહિ, દિવાનો તું બન્યો ભાઇ ? ૫

નથી આ દુનિયા તારી, દિવાની ફોજદારી છે;
સુખી થાવા તરી જાવા, મરી જાવા જગતમાંથી. ૬
**વિનય મુનિ** વિવેકેથી, વિચારો દ્રષ્ટી ખોલીને:
તજી બુરી બુરાઇને, ભજી લેને ભલાઇને. ૭

---

## ( પ્રાણ રૂપી પ્યારા પોપટને પ્રતિબોધ. )

## (૧૮) રાગ ગઝલ કવ્વાલી.

---

ગગન ગામી અરે પોપટ ? પડયો તું પિંજરામાંહિ:
નથી આ પિંજરૂં તારૂં, મિથ્યા તુ માનમાં મારૂં. ૧
ઉડી જાવું ગગન પંથે, તજી આ પિંજરૂં તારૂં;
રમા રામા વિષે રાતો, રહ્યો મદ મોહમાં માતો. ૨
ન શોધી તત્વની કુંચી, ગયો આ કીચમાં ખુંચી;
તજી નીર શુભ ગંગાનું, પીએ જળ કેમરે ખારૂં ? ૩
મુકી કેસર કસ્તુરી, રહ્યો કીચડમાં વળગી;
સુબુદ્ધિ ચિત્તમાં ધારો, કુબુદ્ધિને કરી અળગી. ૪
વિચારી ચિત્તમાં વ્હાલા ? ઠગામા ઠાઠમાં ઠાલા;
કરો પરમાર્થને સારા, સફળ આ જીંદગી થાવા. ૫
દુઃખીના દુખડાં દેખી, દયા તેની દિલે ધરજો:
આંસુડા તેહના લુંછી, ગરીબોની દુવા લેજો. ૬

સુખી થાશો દુવાથી તે, તરી જાશો ભવાબ્ધિને;
ગરીબોની દુવા નીશ્ચે, હૃદયના રોગને હરશે. ૭

સુખી કરશે દુઃખો હરશે, પ્રભુ–પદ પ્રેમથી મળશે;
સફળ આ જીંદગી થાવા, સુપંથે ચાલજે પ્રીતે. ૮

**વિનય મુનિ** વિવેકથી, વિચારો, દ્રષ્ટી ખોલીને;
તજીને તંતને તારા, ભજી લે સંતને સારા. ૯

---

## (૧૯) "ગુમાવી જીંદગી ખાલી."

### ગઝલ કવ્વાલી.

---

પ્રભુની પ્રીત ના પાળી, કુબુદ્ધિ અન્યને આલી;
કાયા કર્મે કરી કાળી, "**ગુમાવી** જીંદગી **ખાલી.**" ૧

ગરવમાં, જીંદગી ગાળી, અઘટ ધારે મતિ ઘાલી;
પ્રપંચે ચોંપથી ચાલી, "**ગુમાવી** જીંદગી **ખાલી.**" ૨

બન્યો આ જીવ જંજાળી, રહ્યો જડ ભાવને ઝાલી;
ધરમની ટેકને ટાળી, "**ગુમાવી** જીંદગી **ખાલી.**" ૩

ઠગાયો દારૂમાં ઢાલી, ન શોધી પુન્યની ડાળી,
સ્વદોષો અન્યને ઢાળી, "**ગુમાવી** જીંદગી **ખાલી.**" ૪

તજી શુભ હેમની થાળી, ભરી ધન ધામમાં ફાળી;
ગરીબોનાં હૃદય બાળી, "**ગુમાવી** જીંદગી **ખાલી.**" ૫

કરમની રીત ના ભાળી, મમતમાં હું રહ્યો માલી;
મતિ મુજ થઇ ન માયાળી, **"ગુમાવી જીંદગી ખાલી."** ૬

ન ટાળી ટેવ ઇર્ષાળી, ન જોયું હિત નિહાળી;
અવિદ્યાને કરી વાલી, **"ગુમાવી જીંદગી ખાલી."** ૭

દીધાં છે કૈક ઉછાળી, કરી ક્રૂર કર્મ કોદાળી;
પીધી છે ઝેરની પ્યાલી, **"ગુમાવી જીંદગી ખાલી."** ૮

ન બાંધી પુન્યની પાળી, કર્યું ના હિત સંભાળી;
ટળી ના ટેવ ક્રોધાળી, **"ગુમાવી જીંદગી ખાલી."** ૯

રમા રામા વિષે લાલી, હૃદયમાં રંગની નાળી;
**વિનય મુનિ** સુપથ ટાળી, **"ગુમાવી જીંદગી ખાલી.** ૧૦**"**

---

## (૨૦) ગઝલ ગુલતાન ગાવા દે.

## ગઝલ કવ્વાલી.

---

અરે ઓ પ્રેમી બંધુ? બસ, ગઝલ ગુલતાન ગાવા દે;
મધુરો એહનો છે રસ, ગઝલ ગુલતાન ગાવા દે. ૧

ગમે ના અન્ય વાતો બસ, ગઝલ ગુલતાન ગાવા દે;
અહિંથી દૂર રે તું ખસ, ગઝલ ગુલતાન ગાવા દે. ૨

અતિ ઉત્સાહ આવે છે, ગઝલ ગુલતાન ગાવા દે;
હૃદયમાં રંગ જમાવે છે, ગઝલ ગુલતાન ગાવા દે. ૩

છે સહુ આ સંસારમા, એ દીનના મેમાન;
આખર છોડી ચાલવુ; માટે ભજ ભગવાન. ૨૬

---

અહાહા ? શી ગઝલ ગુલતાન, ગઝલ ગુલતાન ગાવા દે;
કરે છે મનને મસ્તાન, ગઝલ ગુલતાન ગાવા દે. ૪

નથી ખાવું નથી પીવું, ગઝલ ગુલતાન ગાવા દે;
બધું હું હાલ ગણું એમાં, ગઝલ ગુલતાન ગાવા દે. ૫

ભલે હો રસ સરસ બીજા, ગઝલ ગુલતાન ગાવા દે;
મધુરો મીઠડો રસ આ, ગઝલ ગુલતાન ગાવા દે. ૬

**વિનય મુનિ** તણી વાણી, ગઝલ ગુલતાન ગાવા દે;
કહે છે પ્રેમ તે આણી, ગઝલ ગુલતાન ગાવા દે. ૭

---

**( એક જૈન મહાત્માને કોઇ રાજાએ પુછ્યું કે તમો કોણ છો? અને તમારો માર્ગ કેવો છે? તેનો ઉત્તર. )**

## ( ૨૧ ) "અમે તો જૈનના જોગી"

### કવ્વાલી ગઝલ.

---

અમે તો જૈનના જોગી, અમારો પંથ ન્યારો છે;
અજ્ઞાની ને અકારો છે, પ્રવર્તન પ્રાણ પ્યારો છે. અમે-૧

કાયરના કાળજાને તો, ખરે કંપાવનારો છે;
જીવનનો તે સુધારો છે, અધીરનો તો મુંઝારો છે. અમે-૨

ફીકરની તો કરી ફાકી, નહિ આશા અનેરાકી;
સુરતા છે સિદ્ધમાં જાકી, નહિ કાયર બને થાકી. અમે-૩

અદત્ત વસ્તુ ન લેનારા, કટુ વાક્યો ન કેનારા;
અભય સુખ સર્વે દેનારા, સદા આનંદ રેનારા. અમે–૪

પતાવી પાપની પુંજી, બિત્તરની ભ્રાંતિને ભુંજી;
સદા સુજ્ઞાનમાં ગુંજી, રહે સદ્ધર્મમાં ઝુંઝી. અમે–૫

કુટીલ જંજાળને કાપી, મતિ સન્માર્ગમાં સ્થાપી;
સદા સદ્બોધને આપી, વદે સદ્ વાક્યને માપી. અમે–૬

મળે મિષ્ટાન્ન કદિ ક્યાંઇ, મળે ટુકડા લુખા ક્યાંઇ;
સદા આનંદ ઉભયમાંહિ, નહિ દિલગીર દિલમાંહિ. અમે–૭

કદિ ટાઢું કદિ ઉનું, કદિ લુખું કદિ તિખું;
કદિ મીઠું કદિ જુઠું, કદિ કડવું કદિ નડવું. અમે–૮

મહાત્મા ધર્મ રૂચિને, મળ્યું હા શાક તુંબીનું;
કડવું તે વિખના જેવું, જમ્યા આનંદથી એવું. અમે-૯

કનકને કામની ત્યાગી, પ્રભુમાં પ્રીતડી લાગી;
રહે શુભ ધ્યાનમાં જાગી, સદા છે વૃત્તિ વૈરાગી. અમે–૧૦

જયવંતુ છે જીવન જેનું, સુખદ છે કાર્ય સૌ તેનું;
**વિનય મુનિ** વદે ભાવે, ગુણો જૈન જોગીના ગાવે. અમે–૧૧



## મંદોદરીએ રાવણને કહેલાં વચનો.

### (૨૨) ( ગઝલ કવ્વાલી. )

---

ગણીને પ્રાણના પ્યારા, કહું છું બોલ બે સારા;
જણાશે તો ખરે ખારા, સુણી લેજો પ્રીતમ મારા. ૧
ન કીધું કામ આ સારૂં, ઉઘાડયું દુઃખનું બારૂં;
કહ્યું મન માનીને મારૂં, હજુ સમજાય તો સારૂં ૨
સતી આ જોગ માયા છે, પુનિત મન વાણી કાયા છે;
જનકની તેહ જાયા છે, સુરોએ ગુણ ગાયા છે. ૩
જુઓ આ રામજી આવ્યા, લઘુ બાંધવને લાવ્યા;
કદિ અટકે ન અટકાવ્યા, પ્રબળ આ સૈન્યને લાવ્યા. ૪
પડી આધીન પરદારા, થશે એ દુઃખના ભારા;
વિચારો ચિત્તમાં વ્હાલા, પિઓ ના ઝેરના પ્યાલા. ૫
કુબુદ્ધિ આ કિંહાં આવી, નહિ તેમાં જશો ફાવી;
મુકી દ્યો મન સમજાવી, નહિતો આપદા આવી. ૬
ફજેતી લોકમાં થાશે, ઘરોઘર ગીતડાં ગાશે;
ખુવારી રાજ્યની થાશે, પડો મા આ વિષમ પાસે. ૭
અનીતિ રે નહિ જીતે, કહું છું સાંભળો પ્રીતે;
લખી આ રાખજો ચિત્તે, વિનય મુનિ વદે હિતે. ૮

---

## (ઉપરનાં વાકયો સાંભળી મંદોદરી પ્રત્યે રાવણ બોલ્યો.)

### (૨૩) ( રાગ ગઝલ કવ્વાલી. )

---

સુણ નિજ પત્નિના વેણ, ચડાવ્યા રાવણે નેણ;
    કહ્યાં તેં આકરાં કેણ, ન દે તું એહવાં રેણ. ૧
નથી બસ બાયલો હું તો, વધુ બોલીશમા તું તો;
    નથી હું પારણે સુતો, નથી કંઇ પાપમાં ખુંત્યો. ૨
નહિ સિતા દઉં પાછી, કહું છું વાત હું સાચી;
    બની તારી મતિ કાચી, ડરાવે છે વૃથા રાચી. ૩
અચળ છે ટેક આ મારી, નથી પ્રાણાંત ફરનારી;
    ન સોંપું એ કદિ નારી, લખી લે છાતીએ તારી. ૪
ભલે તે રામલો આવે, ભલે લક્ષમણને લાવે;
    ન રાવણ દિલ ડરી જાવે, શું ? તે ભીખારીથી થાવે. ૫
બહાદુરી બતાવીને, કરૂંછું દૂર સતાવીને;
    જુવોને માહરી સત્તા, ખરે ખાશેજ તે ખત્તા. ૬
અરે લંગોટીઆ બાવા, ભલે બન્ને જણા આવ્યા;
    લીધું પાછું નહિ મુકું, ગળું ના હું હવે થુકયું. ૭
ગમે તે છો હવે થાય, ડરે લંકાપતિ રાય ?
    વદે **વિનય મુનિ રાય,** ગતિ એવી મતિ થાય. ૮

---

વિદેશમાં જો વિહારી,  હોય વિજયની આશ;
જુગાર મત ખેલો કદિ ન પડો નારી પાસ. ૧

---

## ( શોખીન ફક્કડોનું જીવન. )

## (૨૪) ( ગઝલ કવ્વાલી. )

—:o:—

ચડાવી ચક્ષુ પર ચસ્મા, ભલે લાગે કદિ વસ્મા;
સદા છે ચિત્ત આતસમાં, રહે રંગ રાગના રસમાં. ૧

ચતુરાનો થયો ચેલો, બન્યો બસ પાપમાં પેલો;
ગયો છેક પુણ્યમાં છેલો, ઉઘાડ્યો દોષનો ડેલો. ૨

ફક્કડ ફટકેલ થઈ ફરવું, સ્વ ઇચ્છાને અનુસરવું;
ન દિલમાં દોષથી ડરવું, નહિ કંઇ ધ્યાનમાં ધરવું. ૩

નહાવું ચોળીને સાબુ, રખડવું રોજ બની બાબુ;
નહિ ચિત્ત રાખવું કાબુ, ધર્યું સદ્ધર્મપર ધાબુ. ૪

ફરે લઈ હાથમાં છત્રી, (બને) સોનેરી ટોળીના તંત્રી;
ચીનાઇ વાંકડી ટોપી, ફરે મરજાદને લોપી. ૫

જમે જઇ હોટલે હોંશે, સીગારેટની બીડી જોશે;
ભરી ચક્ષુ સદા દોષે, પ્રપંચે પિંડ તો પોષે. ૬

નથી પરલોકની ભીતિ, સદા પર પ્રેમદા પ્રીતિ;
પતાવી સર્વ સુરીતિ, અનીતિમાં બન્યો ઇતિ. ૭

સગાઈ સુંદરી સાથે, ભ્રમાવે ભ્રાંતિને બાથે;
ફર્યો સુખમાં બની શોખીન, રહ્યો ગુલતાનમાં નિશદિન. ૮

જોવા નાટકના ખેલો, ટીકીટ નંબર લઇ પેલો;
લંપટ ટોળી ભજે ભેળો અઘટ ધાટો ધડે ધેલો. ૯
મ્હાંતો મોજ ભલે માણો, લખાણો જ્યાં સુધી દાણો;
**વિનય મુનિ** ખબર પડશે, કટુ જ્યારે ફળો ફળશે. ૧૦



## ( કહો કલ્યાણ શું થાય ? ) (૨૫)

### કવ્વાલી.



ભલે હો વિશ્નુ કે જૈન, ભલે હો ખ્રીસ્તી કે દીન;
હૃદયનો મેલ નાહિ જાય, "**કહો કલ્યાણ શું થાય ?**" ૧
લઇને ધર્મના બાના, કરે છે કર્મ તો છાના.
ફરે જ્યું હસ્તિ મસ્તાના, "**કહો કલ્યાણ શું થાય ?**" ૨
હવેલી મંદીરે દોડે, કરે જઇ દર્શનો કોડે.
નહિ દિલ દુષ્ટતા છોડે, "**કહો કલ્યાણ શું થાય ?**" ૩
સુણે વ્યાખ્યાન જઇ નિત્યે, કરે સામાયકો પ્રીતે;
કપટ ભરપુર ભર્યું ચિત્તે, "**કહો કલ્યાણ શું થાય ?**" ૪
કરે પોષા પડિક્કમણા, કરે વ્રત્તો વિવિધ ઘણા;
હૃદયના દોષ ના જાય, "**કહો કલ્યાણ શું થાય ?**" ૫
બુરૂં બીજા તણું તાકે, વખત આવે કુદી નાંખે;
અદેખાઇ ભરી આંખે, "**કહો કલ્યાણ શું થાય ?**" ૬

પ્રભુને રાખવા ગજી, મીઠાઈ તો ધરે તાજી;
રમે દિલ તો દગલબાજી, "કહો કલ્યાણ શું થાય?" ૭
વંદે **વિનય મુનિ રાય,** ઉપરથી ફક્ત શું થાય?
હૃદયનું ઝેર ના જાય, "કહો કલ્યાણ શું થાય?" ૮

**(૨૬) ( પદ ૨ જું. રાગ ઉપરનો. )**

ગળામાં કંઠીઓ ઘાલે, તીલક તાણે ભલાં ભાલે;
કુચાલે ચાંપથી ચાલે, "કહો કલ્યાણ શું થાય?" ૧
ગરીબનાં કાળજાં બાળે, પીડાતાને ન પંપાળે;
નહિ કુટેવને ટાળે, "કહો કલ્યાણ શું થાય?" ૨
ફરે ગીરનાર ને આબુ, કરે જાત્રા બની બાબુ;
નથી નિજ ચિત્તકું કાબુ, "કહો કલ્યાણ શું થાય!" ૩
નદી ડુંગરમાં ભટકે, ખરચતાં દ્રવ્ય ના ખટકે;
અનીતિથી નહિ અટકે, "કહો કલ્યાણ શું થાય?" ૪
ગણે લઈ હાથમાં માળા, કરે છે કામ તો કાળાં;
ઉપરના એ વૃથા ચાળા, "કહો કલ્યાણ શું થાય?" ૫
ઉપરથી તો ભલું ભાખે, ભરી ઇર્ષ્યા દિલે આખે;
દાનત દિલ સાફ ના રાખે, "કહો કલ્યાણ શું થાય?" ૬
કરે પૂજા અને પાઠ, ધરે છે ધર્મનો ઠાઠ;
લંપટ લુચાઇના જાય, "કહો કલ્યાણ શું થાયે?" ૭
હૃદયના દોષથી ડરશો, ડરી દુર્ગુણ પરિહરશો;
સદા સત્કાર્ય જો કરશો, **વિનય મુનિ** સુખો વરશો. ૮

 **સમાપ્ત.** 

# જાહેર ખબર.

## વાંચો અને વંચાવો.

### મુનિશ્રી વિનયચંદ્રજી વિરચિત.

## તૈયાર પુસ્તકો.

(૧) **શ્રી વૈરાગ્ય શતક–પૂર્વાર્ધ ભાગ ૧ લો**–મૂળ શ્લોક અર્થ ભાવાર્થ વિવેચન અને દ્રષ્ટાંતો સહિત જ્ઞાન સાથે ગમ્મત આપે તેવો અપૂર્વ ગ્રંથ મૂલ્ય રૂ. ૧ એક.

(૨) **વિનય વિનોદ ભાગ પહેલો**–નીતિ, ધર્મ તથા જ્ઞાનોપદેશક છંદ કવિતાઓ રાગ ગરબીઓ તથા હમેશાં સ્મરણમાં રાખવા યોગ્ય ૨૫૨ સુબોધ વચનામ્રતો સહિત છે. મુલ્ય માત્ર ૩ આના.

(૩) **વિનય વિનોદ ભાગ બીજો**–આની અંદર પણ ઉપર પ્રમાણે વિવિધ ઉપદેશી કવિતાઓ ગરબીઓ તથા પુરાતની મહાત્માની અપૂર્વ વૈરાગ્ય રસીક સઝાયો પંચમ આરાના ભાવ ચંદ્રગુપ્ત રાજાને આવેલા સોળ સ્વપ્નનો શ્રી ભદ્રબાહુ સ્વામીએ કરેલો અર્થ તથા અક્ષરવાર દ્રષ્ટાંત સહિત ઉપદેશી કક્કો અને મોરબી મુકામે આપેલું નીતિજ્ઞાનથી ભરપુર ઉપદેશી ભાષણ વિગેરે ઘણા વાંચવાલાયક વિષયો છે. મૂલ્ય માત્ર બે આના છે.

(૪) **વિવિધ સુબોધક અષ્ટકો**—મુળ સંસ્કૃતમાં શ્રી ચતુર્વિંશતિ જીન સ્તોત્ર શ્રી મહાવીર સ્તોત્ર વિગેરે વિવિધ ઉપદેશ ઉપર ઘણા અષ્ટકો રચેલા છે. સંસ્કૃતમાં સ્તુતી કરવા માટે આ લઘુ પોથી સારી ઉપયોગી થઇ પડે તેમ છે. કીંમત અડધો આનો છે.

(૫) **ગઝલ ગુલતાન**—આ પુસ્તકમાં ચાલુ જમાનાને અનુસરતી આનંદ સાથે અપૂર્વ ઉપદેશદાયક ગઝલો નવી બનાવેલી છે તેની કીંમત સદ્વિચાર—સદ્‌વાણી અને સદ્‌વર્તન છે. મતલબ કે **વૈરાગ્ય શતકના ગ્રાહક મહાશયોને વિના મુલ્યે મફતજ** (ભેટ) અપાય છે.

(૬) **શ્રી વૈરાગ્ય શતક ઉત્તરાર્ધ ભાગ બીજો**—આ ગ્રંથની અંદર પણ પૂર્વાર્ધ પેલા ભાગની માફક મુળ શ્લોક અર્થ ભાવાર્થ વિવેચન દ્રષ્ટાંતો સહિત છે. જ્ઞાન સાથે ગમ્મત આપે તેવો આ અપૂર્વ ગ્રંથ છે. કદમાં મોટો અને પાકા પુંઠાવાળો છે તેમા સર્વોપયોગી સામાન્ય જ્ઞાનનો ઘણોજ સમાવેશ કરવામાં આવેલો છે. જૈન અને જૈનતર સર્વ બંધુઓને અતિ ઉપદેશ લેવા લાયક અને આનંદદાયક આ ગ્રંથ છે. સર્વને ખાસ વાંચવા ભલામણ કરવામાં આવે છે. કીંમત પણ તેની મૂળ છપામણી ખર્ચ જેટલીજ જુજ—રૂ. ૧ એકજ છે.

ઉપરના સર્વે પુસ્તકો એકી સાથે લેનારને રૂ ૨—૪ આનામાંજ મળશે. લખો ને ઝટ મંગાવો.

**શા. હીમતલાલ વ્રજવલ્લભ.**

ટંકશાળ સામે ખજુરીની પોળમાં—અમદાવાદ.

( ૩ )

## કેવળ બાહ્ય પાંડિત્યથી શું કાર્ય સરે ?

### મનહર છંદ.

વાણીમાં વિદ્વાન હોય, ગુણમાં નાદાન હોય;
હૈયામાં હેવાન હોય, નહિ ભવ ભાન છે.
મોહમાં મસ્તાન હોય, કઠોર જીભા ન હોય;
નહિ લવ જ્ઞાન હોય, નિંદામાં નિદાન છે.
અતિ અભિમાન હોય, પ્રપંચ પ્રધાન હોય;
નીતિનું ન નામ હોય, દુષ્ટતા દમામ છે.
વદે મુનિ વિનયચંદ, સુણજો ભવિક વૃંદ;
એવા જનને હજાર વાર રે પ્રણામ છે.

---

( ૪ )

## (આવા ધર્મવંતોનું કલ્યાણ કેમ થાય?)

### મનહર છંદ.

વડી વડી વાતો કરે, દિલે દોષથી ન ડરે;
કપટના કામ કરે, ક્રોધનો ભંડાર રે.
કીડી કુંથું કદિ મરે, હૃદયમાં થર થરે;
મોટા પાપ કરવામાં, ડરે ન લગાર રે.
વાતો નીતિ તણી કરે, અનીતિમાં પગ ધરે;
સદાચાર તજી સેવે, સદા દુરાચાર રે.
વદે મુનિ વિનયચંદ સુણજો ભવિક વૃંદ;
એવા ધર્મવંતોનું, કલ્યાણ શું થનાર રે.

---

प्रतिक्रमण थइ रह्या पछी बोलवा लायक

# पंच परमेष्ठीनी आरती.

आनंद मंगळ करुं आरती, संत चरणनी सेवा;
शिव सुख कारण विघ्न निवारण, पंच परमेष्ठी देवा. आनंद. टेक.

**प्रथम आरती** अरिहंत देवा, कर्म खपे ततखेवा;
चोसठ इंद्र करे तुम सेवा; वाणी अमृत मेवा.—आनंद. १

**बीजी आरती** सिद्ध निरंजन, भंजन भय भव फेरा;
चिदानंद सुखकंद अखंड, मिटे भवे भव फेरा.—आनंद. २

**त्रीजी आरती** श्री आचारज, छत्रीश गुण गंभीरा;
संघ शिरोमणी सोहे दिनमणी, दे हित बोध अनेरा.—आनंद. ३

**चोथी आरती** उपाध्यायजी, भणे भणावे एवा;
सुत्र अर्थ करे ततखेवा, सेव करे तस देवा.—आनंद. ४

**पांचमी आरती** सर्व साधुजी, भारंड पंखी जेवा;
महाव्रत पाळे दुषण टाळे, अविचळ शिव सुख लेवा.—आनंद. ५

भाव धरीने गावे आरती, पंच परमेष्ठी देवा;
विनयचंद्र मुनि गुण गावे, लेवा शिव सुख मेवा.—आनंद. ६

